॥ तत्सत् परमात्माने नम ॥

## શ્રીગુજરાત ન્યુતન નાટક સમાજ

# કાલો નાગ

## નાટકના ગાયનો



રચી પ્રસિદ્ધ કરનાર,

મોહનલાલ ગોકળદાસ યુવાન.

હાલ મુ. ગોવીંદ ભુવન થીએટર—ભરૂચ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૫) કીંમત ૦-૨-૦ (સને ૧૯૧૯







આ પુસ્તક સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું છે.

## પાત્રોનાં નામ.



**સબલસીંહ**—સબલપુરીનો રાજા.
**જાલમસીંહ**—તેનો પાટવી કુંવર.
**દુમનસીંહ**—જાલમસીંહનો સેનાપતિ.
**સ્નેહસીંહ**—અમરાવતી નગરીના રાજકુમાર.
**અભયસીંહ**—કર્ણાવતીનો ઠાકોર.
**અમરસીંહ**—અમરાવતી નગરીના રાજા.
**પુંજીઓ**—સબલપુરીનો હજામ.
**અબદુલગફુર**—સબલપુરીના જમાદાર.
**જોઈતો**—પુંજીઆનો ભત્રીજો.

બાદ હજામો રાજપુતો સેનાપતિ સરદાર વિગેરે વિગેરે.



## સ્ત્રી પાત્રો.

**યમના**—ઠાકોર અભયસીંહની પુત્રી સ્નેહસીંહની પત્નિ.
**રાણી**—અભયસીંહની ધર્મપત્નિ.
**રંભા**—પુજીઆ હજામની સ્ત્રી.
**નાયકા**—નાટય વારંગના.

દાસ દાસી વિગેરે વિગેરે.



# કાલો નાગ

## નાટકનો ટુંકસાર.



સબલપુરીના રાઠોડ સબલસીંહે પોતાની જુની રાણીને ગર્ભવતી હોવા છતાં રણમાં કહાડયા બાદ મહા આનંદમાં પડે છે. ત્રીસ વર્ષ વીત્યા બાદ રાણી જશવતીનો પુત્ર પોતાના પિતાના અધમ વાંકને લીધે અણધાર્યો આવી નડે છે. અને રાજ્ય પચાવી પડે છે. ઠાકોર અભયસીંહ જાત્રાએથી જતાં પોતાની પુત્રીથી છુટો પડે છે. અને નિર્દોષ બાળા જુલ્મી જાલમના હાથે ચડે છે. અત્યંત ત્રાસમાં સડે છે. બાદ માતા પીતાનો શીયલને માટે ભોગ આપવા સતિ સોટચ નીકળે છે. અહંકારી જાલમ રાજા અમરસીંહને દગાથી કેદ કરે છે. સતીને છોડાવવા તથા ભોળા રાજા રાણીને બચાવવા સોંગ સજેલ કુમાર સ્નેહસીંહ શયતાનોના પેટમાં પેસી જાલીમની નોકરી કરે છે અને પોતાના પીતાને તથા સતીને મુક્ત કરે છે. ઘડીભરના વીલંબમાં ગરીબ બાલા રાક્ષસને હાથ ચડે છે. વીટંબનામાં પડેલ સ્નેહસીંહ અત્યંત કલકલે છે. આખરે તમામ દુશ્મનો પાછા પડે છે. અને સત્યનો વાવટો ચડે છે.

## કોમીક.

મોઢે મંડાવેલ—હજામ—ડીરંભા ગરીબ પુજીઆથી દગો કરી જમાદાર અબદુલગફુર સાથે નાસી જાય છે. હજામોનું પંચ શોધવા જતાં બાવડી ચસકીમાં નિષ્ફળ થતાં જંગલમાં ઘણુજ ગોથા ખાય છે. આખરે બૈરી મેલવી ફતેહમંદ થાય છે, પણ ભોટપણામાં પાછા સપડાય છે. ને ઘણુજ ગભરાય છે. નીચ નારી ભ્રષ્ટ થતા દુઃખી થાય છે અને આખરે "રંડીકા યાર, સદા ખુવાર, કાંટાકા બીછાના ઔર જુતીકા માર," એ કારીઓ સીદ્ધ થાય છે.



# કાલોનાગના ગાયનો.



## સ્તુતિ.

બાળાઓ— ૧

લક્ષ્મીકાન્ત સ્નેહે સદ્‌ગુણ ગાવું-રીઝાવું,
પાવન હું થાઉં પ્યારા-જગ જશ વરતાવું પ્યારા.
મનહર સુખકર જગધર ન્યારા નરવર સ્વામી,
જગ જય કરતા દુઃખ હરતા સુખ વરતા,
જગ જશ આપો વીભુ. ગાવું.

બાળા તથા દાનવ— ૨

નથી દુનીયામાં સાર કાંઇ યાચું હું દયાળ,
આજ અજબ ગજબ માનવી કરે છે.
કેવું તારૂં સત્ય છે બાળા-કંઇ ક્રૂર કામે નઠારા,
અવની આ ભારી. નથી.
સંતને શીરોમણી ભરે અનિતિ ફાળ,
પાયમાલ નહી થાય તે અરે.
ધર્મતણો થાય ક્ષય-કર્મનો કહેવાય જય,
પેદા કર્યા જેને ઉછેરી નાખે તેને નીચ વધેરી,
આજ હીંદમાં નથી.

જાલમસીંહ— ૩

સંસારે સૌ સહી નહી ભેદ કંઇ પણ સાંપડયો,
ગોતું ઘણુાદી માર્ગ મુજને કોઇ પણ નાહી જડયો.
આશા તણી જે વેલ વાવી કયાં મળે દુનીયામહી,
કંગાલ થઇ બેહાલ ફરવું નિરમાલ્યતા ધારી સહી. !
માતાતણું છે વેર કાંથી, જવાથી સળગી છે અહી,
મારૂં ભલે હો સ્નેહ સીકંદર લેશ પણ ભય છે નહી.

જાલમસીંહ ૪

કરૂં સંહાર જઇ પલમાં-ઉડાવું શીર અરે દલમાં,
શરપર મેઘ થઇ ગરજ્યો હા, હા.
કપાવું હું ધરા ડર નહીં જરા ત્રાહી ત્રોડું ત્વરા,
આકાશે હલ હલા. કરૂં.

પુંજીઓ— ૫

લટપટીઓ છું અલબેલો
જાણે ચતુર ચાલાકનો ચેલો
પુંજો મારે મોટી તોપ જાણે ચઢી બહુ મોભ
મારો રાજા જેવો રોફ—લટપટીઓ૦
પરણ્યામાં પહેલો વરસીમાં વહેલો
રાજે રહેલો બાદી ભરેલો પૈસા હોયે પાસ તોયે મારૂં લાત
આવો જાઉં ખાસ પાછી કરૂં વાત
હથીઆર મારા હાથ નરણી કાતર સાથ
સળી ચીપીઓ સાથ સજીઓ રાખે લાજ—લટ૦

રંભા પુંજીઓ } —૬
જોઈતો }

મુંવા જુઠો જુઠો જગમાંહી તું પુજીઓ લેતો જા વાતનો લાડવો
રાંડ મારે છે શીદને નકામી તું મને ફુટયો જો ગોલનો ધાડવો
ઓ બાપરે
મુવા પરણ્યો છે જયારથી ગદ્ધાનો સારથી
ખબડદાર કદી હાથ ન ઉપાડવો
જાઓ તમારે ઘેર સરવે શું પડી પંચાત છે
માર ખાઇને મુછો મરડે આ હીસાબે વાત છે

અબદુલગફુર-- ૭

મયનીકે ઉડાવું રંગીલીસે બહાર
પુંજીઆકા નામ સુનકે હું મે કરાર--મય૦
દીલ મીલાય કીસે હાય મુઝે યાર લગી લાય .
દીલોજાન ના મીલીતો કયા કરંગા અબ કયોં
છુંટોજ હાખ જો
દીલ લગા મેડકસે તો પદ્મણી કયા ચીજ હય
દીલ લગા દીવા હોશે તો પરી કયા ચીજ હય
એ કાને મેં જાકે કરૂં મેં વીચાર—મય૦

યમુના— ૮

અબલાના બેલી વ્હાલા મારા શુંદીર શ્યામ હો. કરો રક્ષા
દીનબાળા કેરી આવી ઉતાવળા હોજી
વારે વીઠલવર વ્હાલા ધાવો સ્વામી છોગાળા
જપું તમ નામની હું માળા—સુંદીર૦

કામી કરમાં સપડાઇ પાપી ઉઠયો છે ત્યાંહી
ઘેરી દરીયા માંહી ડુબાવી—સુંદીર૦

જાલીમ-યમુના— ૯

સલુણી માન જાદુરે નાદાન પ્રીતીનું કરો પાન,
સતાવે નીચ શીદને દબાવે ધરી લે ધ્યાન.
તજી દે ગુમાન સતાવે નીચ શીદને દબાવે,
અરે હેવાન માન શીદને ગુમાવે જાન.
માગું મુખે પ્યારી કહો આપું પ્રાણુતણું દાન—સલુ૦
રમણી રીશ દુર કરી સમજો,
છટ..........વાહ.........
ડર રાખ પ્રભુનો તું દીલમાં અતિ હઠ નવકર,
અબળાં છું અબળ,
એ વીશ્વવીભુ વારે ચડજે— સલુણી.

રંભા— ૧૦

છું રૂપ મહી રંગીલી હું કેવી રંભા નાર,
ઓપે છે સર્વાંગો સારા આભુષણુ અંબાર.
હાથે કંકણુ નાકે વાલી ચોળી દે ચીતડાને બાળી,
વળી વધારે શું શોભા કહું પગ ઝાંઝર વીસ્તાર—છું રૂપ
ચાલુ ચટકે હું રૂપાળી સાડી ઓપે કેવી મારી,
ભલાભલા જુવે છે ધારી મારો આ શણુગાર—છું.

રંભા-પુંજીઓ— ૧૧

રહો છેટા ધુતારા અડતો ના જરી,
કરી પ્રેમ હૃદયથી ભેટો સુંદરી,

મુવા દુર જા તું હરામી,
કેમ મારામાં શું ખામી ? !
દુર દુર કહું ફરી— રહે.

પુંજીઓ તથા પંચ— ૧૨

હાય લુંટાઇ ગયું ઘર ચોરથી—છીં.
ગઇ બૈરી હરાયા ઢોરથી—છીં.
કોને જઇ કહું વાત, થઇ ગયો ઉત્પાત,
બળી રાંડ કમજાત, હાંખ છીક હાંખ છીક,
કેમ ખાઓ છીકાછીક જોરથી અપશુકન થયા ચારે કોરથી
કાકાજીરે શોક હવે મુકીદયો કાકીનું નામ ચુકીદયો,
હાંખ છીક હાંખ છીક—હાય,

સ્નેહસીંહ— ૧૩

જઇ મારૂં તેને ઠાર છે શસ્ત્ર આ તૈયાર
હવે કરૂં ન વાર ચીરી નાંખુ તેનું તાલ
પાપી થજે તૈયાર લઇ હસ્તમાં તલવાર
ધીક્કાર ફીટકાર આ કુલના ચંડાલ



# અંક બીજો.

જાલીમસીંહ ૧૪

મારૂં ઝટપટ શાતરૂ જઇને કહેવાઉં છો ચંડાલ
અપરાધ કરી શુરવીરનો શીરપર વહોર્યો છે કાળ
બસ હાલ હાલ લુંટું જીરું ધનમાલને
છે ડર દુનીયાનો લેશ નહીં છો કોપ કરે કીરતાર—મારૂં૦

મીયાં રંભા— ૧૫

રસીલા રીત બતલાવો
નથી કોઇ દીન કર્યું આવું શીદ શરમાવો
ઠેર મેં બતાવું જાન મત ગભરા તું
જાઓ દુર થાઓ શીદ શરમાઓ
એ કુરતા તું પહેર લે
ઇજારકો પહેન ચોરી મહાર દીખલાવો
નટ્ટ ન થાવો દુર જાઓ

નાયકા ઉસ્તાદ— ૧૬

ચાંડસે સુરજ ડરે ઓર ડરે સુરજસે ચાંદ
પર ઇનસાં કોસે ન ડરે લાખ હોવે અપરાધ
પનીયા ભરન ચલી શીર લે ગગરીયાં (ક)
મોતનગુથી મોરી ઉધાની રેશમ ડોરી ખેંચત પાની
જલ જમુનાકે તીરે ફુટી ગુગરીયાં—પાનીયાં૦
મોરે પીયાકી મય મન માની દેખત ચરચા યે મુજ પાની
હાય બાઇ કયસી નુકસાની
શરમ લજાએ ન જાએ ઠગરીયાં—પનીયાં૦

હજામો— ૧૭

ખેંચો જલદી જોર કરીને આપું હું શીરપાવ,
એ કાકા ચરકી વાવ
લઇને જાવ ગામ મહીં તો ઘીને કેળા ખાવો,
એ કાકા ચરકી વાવ

સાચવજો સંભાળ કરો કોઇ ઉતાવળા નહી થાવ—એ કાકા.
ખેંચો ખેંચો અરરરરરર

અરે મરો મરો ગાંચજાઓ આ શું કરો છો,
એ ભેમા કાકા બોલશો નહીં મારી બેટી જરાક વાવડી ચરકી,
ભેમા કાકા જરી ન બોલશો જોજો ચરકી વાવ,
માળા ઘેલા શું થઇ જાવ,
પાઘડીઓ તો ફાટી હેડી શીદને ગોથા ખાવ—એ કાકા.

મીયા-રંભા ૧૮

તેરા મેરા જોડા તું ઘોડી મે ઘોડા મુંબાઇકે ત્રામકા
અચ્છે દામકા અરબસ્તાનકા હટ મુવે નીગોડે
તુંભી બનેગી ટીકીટ કલેકટર મેં બનજાઉંગા ઇસ્ટેશન
તુંભી બનેગી માલગાડી મેં બનજાઉંગા ઈંનજીન
તુંભી બનેગી ચટની રોટી મેં બનજાઉંગા સાલન
તુંભી બનેગી વ્હીસકી બેવડા મેં બનજાઉંગા પોટવન
ચલ હટ નટખટ દુર હો બેસરમ
તું હે નહી મેરે કામકા—તેરા મેરી.

સ્નેહસીંહ— ૧૯

બની હું મસ્ત માલન ફુલકળીઓ વેચવા ચાલી,
વેચવા ચાલી બજારે વેચવા ચાલી—બની.
મોગરો મનનો વીહારી જાઇ ગુલકારી,
ગુલાબી ડોલર ડાવોડી છે તનુને પ્યારી—બજારે.
જુઇ લીજત જાનતે આપે અતીભારી,
ચંબેલી ચીતવીંધક ખરેખર જુલતી ડાળી—બજારે.

સ્નેહસીંગ સીપાઇઓ— ૨૦

પીયો પીયો મેરે મહોરદાર શરાફ બહોત પાયે હું દીલદાર
તેરે નખરેપે હુવે કુરબાન જાની અમકુ ભરકે પીલાદે જામ
જાવ કોઇ દેખેંગે ઠઠા કરેંગે
જાન તેરે લીયે હમ મરેંગે
રખો મુપે લગામ
ઐસા લેનેકા હય ફામ
હવે બીલકુલ બે ફામ
ચઇએ ઇતના લે લે કામ
હુવે બીલકુલ બે ફામ
ચૈઓ ઇતના લે લે દામ.



# અંક ત્રીજો.

અભયસીંહ— ૨૧

મલે ના સ્વારથ વીણુ સંબંધી
ટલે ના વીરાય વાશના કબુદ્ધી
કોઇક રે પ્રીત દ્રવ્યને કાજે સ્વારથ કરતાં ખોટા ન લાજે—ટલે૦
ભ્રાત ભગીની પુત્ર પતિ માત કે હો તાત
સ્વારથ મય સર્વે થતા સ્નેહી જાલે હાથ..મલે૦

પુંજીયો મીયા હજામો— ૨૨

ચયો દગો કરીશું કેમ ભ- આતો વાતોમાં બૈરી ગુમાવી
ચુપ રહો ચમાર સખનાઇ હાય હાય વાતોમાં વાઇ ચસકાઇ
બોલો મુવા હવે કોઇ બોલો મીયા સાબ માફ કરી બેધ ખોલો
અબે ચુપ,
ચલીયે બીબી ( ૩ )—ચયો.

યમુના— ૨૩

આકાશમહી મંડલતણા સૌ દેવ અરજી સાંભળો,
કરીને વીણુ કંઇ મહેર દીન અબલા તણી વારે ચડી,
જાવું કયાં નહી સુખ તલભાર,
નીરખું કયાં દીલના દરબાર,
કયાં છો પ્રાણ—પ્રાણ—પ્રીયુપતિ દીલવર દીલારામ,
દુઃખીણી દીલના અભીરામ.

યમુના— ૨૪

વીપત કરો દુર વીભુ મારી,
દીન બાળાને ઘો ઉગારી—વિપત.
નીરદોશી વીભુ વાંકે રીબાતી,
અધમને તું દે પ્રભુ સંહારી—વિપત.
ભયંકર સ્થાન આ મુજને દીસે,
અનહદ કષ્ટ ઘો વિહારી—વિપત.

સ્નેહસીંહ-યમના— ૨૫

રસધેલા પ્રીતમ પ્યારા આપો નહીં દુર જાવો
અલબેલા જીવન માર દુર જાઓ નહી શરમાવોં.
જાઓ જાઓજી જીવન મારા
પ્રીતમ પ્યારા દુર ઠગારા જાઓ.
અલબેલી નહીં રીશ આવડી શા માટે શરમાવો
દુર જાઓ નહી તરશાવો.

શાન્તિ. શાન્તિ. શાન્તિ.



# જાહેર ખબર.

નીચે જણાવેલા નાટકોના ઓપેરા શ્રી ગુજરાત ન્યુતન નાટક સમાજનો જ્યાં મુકામ હશે ત્યાંથી અગર લેખક મોહનલાલ ગોકલદાસ યુવાન પાસેથી રોકડી કીંમતે મળી શકશે.

| | |
|---|---|
| ખુની યજમાન | ૦—૨—૦ |
| નિર્દયનીરો યાને ધર્મીગુનેહગાર | ૦—૨—૦ |
| કાલો નાગ | ૦—૨—૦ |
| ઘમંડી કલહ યાને નિર્મળગંગા | ૦—૨—૦ |
| વીસમી સદી | ૦—૨—૦ |
| પાશાણુની પ્રતિમા | ૦—૨—૦ |
| મેવાડની મૂર્તિ | ૦—૨—૦ |
| વિશ્વાસઘાત | ૦—૨—૦ |

(હવે પછી બહાર પડનાર ખેલો)

લુહાણા ભકત જલારામ–ભકતરાજ મણીધ્વજ દ્રૌપદી હરણ–વીર કારાંયલ-અનંગ શત્રુ અને લોખંડની બેડી યાને અદાયે ફર્જ ઉર્દુ જબાનમાં બહાર પડશે.